તર ખપી ુતો ગુરુઓ કરતા નથી પણ તેનુ આતર સ્વરૂપ સમજાવ્યા વિના ુ છે મુનિ । જ પોતાના અદ્ભુત ચારિત્ર ગુણમા બાલ્યવયથી જ આમન્ન હોવાને લીધે મ ઉત્તમ રીતે ઠ ઘણા ભાવનાથી ઉપદેશ આપે છે આ ઉપદેશ સારુ અને શ્રાવક વર્ગને માન્ય કરવા યોગ્ય છે જે ઉપદેશમા આ દુઃખ મ વિસ્ત છ એવો વિચાર આવવાથી તે તરફ ઉપેક્ષા ન થઈ જાય એવી ખાસ વિચારણા રાખવામા આવી છે આ અધિકારનુ સ્વરૂપ સમજવુ-સમજાવવુ ૧ મ ને લાગે છે તે તાજેપ્રમાણ સ્વામા આ ો છે તેમા કોઈ વ્યક્તિને કે સમષ્ટિને દુખ લગા વાનો ચિન્ન દરાયો નથી ના એવો પ્રસગ આવી ન જાય તે સ આ અધિમાર મુનિમહારાજઓને વિવેચન સાથે બતાવી તેઓ ી સમતિ મેળવી છે ના પણ કોઈ સ્થાનકે દ્વષ ાયા હોય તો તેને માટે અત ઃપુરી ક્ષમાયાચના છે આનુવર્ગથી મહારનો માણ આવા ગભીર વિષય પર વિવેચન કરવા જાય તો તેમા ગેરસમજૂતી થવા સભવ , તેથી આખા ગ્રથના સબધમા સામાન્ય હેતુમા માગવાની પ્રસ્તાવનાની પ્રવૃત્તિ ન ને અનુસરવા ઉપરાન બારમા અને તેરમા અધિકારના સબધમા વિશેષપણે તેમ કરવાની જરૂર જોઈ છે સુરિ મહારાજે જે ગભીરતા અને લાગણીથી આ અધિકાર લખ્યો છે તે સમજવા માટે યત્ન કરવાની ખાસ આવશ્યક છે

૧૪ મ ગ—ચૌદમો અધિકાર મિથ્યાત્વાદિ સ વરનો છે પાચ પ્રકારના મિથ્યાત્વનુ સ્વરૂપ લખી મન-વચન- કાયાના યોગો પર અકુશ મેળવવા ઉપદેશ આપ્યો છે મનોયોગ પર ત દુમત્સ્ય અને પ્રસનચ ના આખ્યાનો વિચારવા યોગ્ય છે વચનયોગ પર વસુરાજાનુ દૃષ્ટાત મનન કરવા યોગ્ય છે તેમ જ કાયયોગ પર કાયમાનુ આખ્યાન ચિંતવવા યોગ્ય છે ત્યાર પછી ઇંદ્રિયદમન પર દુઃ ા વિવેચન કરી કાયોત્સર્ગ કરવા ઉપદેશ આપે છે અને તેમ કરતા કર અને ઉ ત્ર મુનિનુ દૃષ્ટાત આપી બહુ ઉપયોગી બોધ આપેલ છે છેવટે નિસગતા પ્રાપ્ત કરવા પ્રેરણા કરવામા આવી છે

૧૫ શુભ વૃત્તિ—પદરમો અધિકાર શુભવૃત્તિશિક્ષાનો છે દરરોજ બે ટક છ આવશ્યક કરવા તપશ્ચર્યા કરી કર્મ નિર્જરા કરવી નીયાણ વારણ કરવા યોગ્ય યત્ન કરવુ ઉપસર્ગ સહન કરવા સ્વાધ્યાયધ્યાન કરવુ ઉપદેશ દેવો આત્મનિરીક્ષણ કરવુ વગેરે શુભ વર્તનના અનેક શુભ પ્ર ર બતાવી તે પ્રમાણે કરનારને ભવિષ્યમા કેવા પ્રકારના લાભ થાય છે તે પર ખાસ ધ્યાન ખેચવામા આવ્યુ છે આ અધિકારમા જે જે પચ્ચુરૂપ વિષયો બતાવવામા આવ્યા છે તે મ ઉપયોગી અને મનન કરવાયોગ્ય છે

૧૬ સામ્ય—સોળમા અને છેલ્લા સામ્યસર્વસ્વ અધિકારમા આખા ગ્રથના સારરૂપ સમતા રાખવાનો ઉપદેશ આપવામા આવ્યો છે સમતાનો પરિણામે સુખ કેવા રીતે થાય છે અને તે સુખ કેવા પ્રકારનુ છે તે બહુ ઉત્તમ રીતે બતાવ્યુ છે મોક્ષનુ સ્વરૂપ વિવેચનમા બતાવી તે પ્રાપ્ત કરવાનુ કારણ સમતા છે એમ સિદ્ધ કરવામા આવ્યુ છ આ ગ્રથ સમતારસની વાનગી છે એમ જણાવી એના અધિકારી કોણ છે તે પણ બતાવવામા આવ્યુ છે ત્યારપછી કોઈ પણ પ્રકારના આડ બર વગર આ ગ્રથ પૂર્ણ કરવામા આવ્યો છે

કૃતિનો સમય—આ ગ્રથ સૂરિમહારાજે કઈ સાલમા લખ્યો તે સબધી કાઈ નિર્ણય થઈ શક તેમ નથી અને એમ લાગે છે કે સૂરિમહારાજે ઉપદેશરત્નાકર લખ્યા પછી આ ગ્રથ લખ્યો છે તેની

૧ આ હકીકતને ટીકાકાર શ્રી ધનવિજય ગણિ ટેકો આપે છે ગ્રથની । આતના ગ્રથ શબ્દ પર નોટ લખતા તેઓશ્રી કહે છે કે એ [illegible] અનન્તરના સૂચવે છ અને અમ તેને મ ટે એમ સમજવુ કે આ ગ્રથ ઉપદેશરત્નાકર વગેરે ગ્રથો લખ્યા પછી બનાવ્યો છે આનુ કઈ કારણ તેઓ આપતા નથી પણ સૂરિમહારાજ પછી આપણાથી નજીકના સમયમા તેઓ થયા છે તેથી તેઓની કહેલી હકીકત કાઈક સપ્રદાયથી તેઓને જાણવામા

છેવટના ભાગમાં પોતાના અનુભવનું રહસ્ય આ ગ્રંથ દ્વારા બતાવી આપ્યું છે અને આ ગ્રન્થના શ્લોકો એક સાથે નહિ પણ જ્યારે જ્યારે મનમાં સ્ફુરણા થઈ આવી હશે ત્યારે લખ્યા હશે એમ જણાય છે સાતમા કષાયનિગ્રહ અધિકારમાં ક્રોધ-માનના સ્વરૂપમાં વચ્ચે માયાના શ્લોક આવે છે વળી લોભત્યાગના ઉપદેશ પછી ક્રોધત્યાગનું સ્વરૂપ આવે છે શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ જેવા સમર્થ લેખક જેમણે ઉપદેશરત્નાકરમાં એ સરણી શૈલી બતાવી એક વિષયને એક ઠેકાણેથી બીજા ઠેકાણા સુધી વિસ્તારથી લખ્યો છે તે આ પ્રમાણે આગળપાછળ શ્લોકો સંબંધ વગર લખે તેનો એક જ રીતે ખુલાસો થઈ શકે છે તેવી જ રીતે દેવગુરુધર્મશુદ્ધિ અધિકારનો વિષય ગુરુશુદ્ધિ માટે જ લગભગ લખાયો છે આ પ્રમાણે અનુમાન હોયું છે તે જો ખરું હોય તો તેથી ગ્રંથની કિંમતમાં બહુ વધારો થાય છે કુદરતી રીતે અંતઃકરણના હૃદયમાંથી જે ઉદ્ગાર નીકળે તે કૃત્રિમ ઉદ્ગારો કરતા વિશેષ ઉપયોગી જ ગણાય છે વળી ઉપદેશરત્નાકર ગ્રંથની આદિમાં મંગળાચરણમાં ઘણા શ્લોકો લખ્યા છે અને તેમાનું પ્રમાણ અહીં કાંઈ નથી, તે પણ આ વ્યવસ્થા બતાવે છે અને એ દશા વૃદ્ધાવસ્થામાં સવિશેષપણે પ્રાપ્તવ્ય છે મારી માન્યતા પ્રમાણે આ ગ્રંથ સંવત ૧૪૭૫ થી ૧૫૦૦ સુધીમાં કટકે કટકે લખાયો હશે એમ લાગે છે

**ભાષાશૈલી**—આ ગ્રંથની શૈલી બહુ જ ઉત્તમ છે કોઈ કોઈ જગ્યાએ પુનરાવર્તન જણાય છે, પણ ઉપદેશના ગ્રંથમાં પુનરાવર્તન દોષરૂપ નથી એ આપણે ઉમાસ્વાતિ મહારાજના કહેવાથી જાણીએ છીએ (જુઓ પ્રથમ શ્લોક પર વિવેચન, પૃ૦ ૭) જે વિષય સૂરિમહારાજે લીધા છે તે સર્વ બહુ અસરકારક શબ્દોમાં તેઓએ લખ્યા છે સંસ્કૃત ભાષા ઉપરનો તેઓનો કાબૂ બહુ જ આ પ્રકારનો છે અને કોઈ કોઈ જગ્યાએ અલંકારનો બહુ ઉત્તમ રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે તેઓના દૃષ્ટાન્તો અને ઉપમાઓ બહુ સ્પષ્ટ અને લાગુ પડતા છે અને તેઓની વાક્યરચના માર્મિક છે તેમની ભાષામાં ઉપદેશની ભાષાના સર્વ પ્રકાર સમાવવામાં આવ્યા છે ઉપદેશની ભાષામાં કેટલીક વાર બહુ જ કડી ભાષા રાખવી યોગ્ય છે વિષયની મધુરતા અને પ્રિયપાક પ્રાપ્ત કરાવવા માટે આવી ભાષાની જરૂર છે કોઈ વખત આક્ષેપક ભાષાનો ઉપયોગ કરવો પડે છે કોઈ વખત કઠોર શબ્દોનો પણ ઉપયોગ કરવો પડે છે સૂરિમહારાજે પણ આ જીવને કોઈ કોઈ વાર 'વિદ્વાન' અને કોઈ કોઈ વાર 'મૂઢ' કહ્યો છે, તેમ જ ઉપર જણાવ્યું તેમ સર્વ પ્રકારની ભાષાશૈલીનો ઉપયોગ કર્યો છે તેથી વાંચનાર તથા સાંભળનારને આનંદ અને વિચાર થાય એ સ્વાભાવિક છે આવી સર્વ પ્રકારની ભાષાઓ પર કાબૂ મેળવવો એ સાધારણ વિદ્વાનથી બની શકે તેવું નથી યતિશિક્ષાઅધિકારમાં તેઓ સહજ આકરા થયા છે અને કોઈ કોઈ જગ્યાએ તો વધારે કડક થયા છે એમાં શૈલીદોષ હો કે ન હો પણ તેઓનો આશય અતિશય મહાન હતો એમ સ્પષ્ટ જણાય છે

**ગોઠવણ**—અધિકારની ગોઠવણ બહુ વિચારવા લાયક છે એક પછી એક અધિકાર વધારે ઉપયોગી હકીકત બતાવનારા લખાયા છે અને ચિત્ત રાખીને વાંચનારને બહુ આનંદ આપે તેવી રીતે તેની ગોઠવણ કરી છે દરેક શ્લોકની ભાષા મધુર અને સ્પષ્ટ હોવા ઉપરાંત રસથી ભરપૂર અને અસરકારક છે

**પ્રસાર**—આ ગ્રંથ મુનિજીવન અને શ્રાદ્ધજીવનના માર્ગદર્શક તરીકે બહુ જ ઉપયોગી છે એમ જણાય છે આ ગ્રંથ વ્યાખ્યાનમાં અનેક સ્થળે વારંવાર વંચાય છે તે ઉપરાંત અનેક મુનિમહારાજાઓ આ ગ્રંથ સાદ્યંત કંઠસ્થ કરે છે અને તેનો પાઠ પણ નિરંતર કરે છે એમ અનુભવ્યું છે આ ગ્રંથની મહત્તા અને ઉપયોગિતાના સંબંધમાં આટલી હકીકત જ પૂરતી ગણી શકાય તેમ છે

**હેતુ**—જે મહાન હેતુથી આ ગ્રંથ લખવામાં આવ્યો છે તે ખાસ યાદ આપવાની જરૂર છે સમતાપ્રાપ્તિનો નજીકનો હેતુ અને મોક્ષપ્રાપ્તિનો પરંપરાગત હેતુ એ બંને અનંતર અને પરંપર હેતુ પ્રાપ્ત કરી શકાય એવી શૈલીથી અને ગોઠવણથી ગ્રંથ લખાયો છે

**ટીકા**—આ ગ્રંથ પર શ્રી ધનવિજય ગણિએ અધિરોહિણી નામની ટીકા લખી છે એ ટીકા બહુ જ ઉત્તમ અને વિસ્તારવાળી સંસ્કૃત ભાષામાં છે ટીકાકાર મહાવિદ્વાન જણાય છે અને શબ્દાર્થ લખવામાં મેં એ ટીકાનો વારંવાર ઉપયોગ કર્યો છે વિવેચનમાં પણ ઘણી જગ્યા પર તેઓના વિચાર ટાંકી બતાવ્યા છે જ્યાં તેઓશ્રીનું નામ ન લખાણું હોય ત્યાં પણ તેઓની છાયા હોય જ હું દરેક શ્લોક પર વિવેચન લખવા પહેલાં તે ટીકા વાંચતો હતો આ ઉપરાંત આ ગ્રંથનો બાળાવબોધ (ભાષામાં ટૂંકો અર્થ) રત્નચંદ્ર ગણિએ અને વિદ્યાસાગર ગણિએ કર્યો છે એ બાળાવબોધ ઉપરથી શા૦ ભીમસી માણેકે શ્રી પ્રકરણરત્નાકરના બીજા ભાગમાં ભાષાર્થ છપાવેલો છે જો કે તેમાં આ ગ્રંથના મૂળ તથા અર્થમાં ઘણી ભૂલો રહી ગઈ છે છતાં પણ શા ભીમસી માણેકે તેથી ઉપયોગી સેવા બજાવી છે આ ગ્રંથના શ્લોકોની ભાષામાં ચોપાઈ વીરવિજય નામના સાધુએ કરી છે જેની પ્રત મારા મિત્ર તરફથી મોડી મળી તેથી શબ્દાર્થ લખવામાં તેનો ઉપયોગ થયો નથી પણ તે ચોપાઈ ઉપયોગી જણાયાથી ગ્રંથના છેવટના ભાગમાં આપી છે અસલ ગુજરાતી ભાષા તેના તે જ આકારમાં જાળવી રાખવાની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે તેથી તે ચોપાઈની ભાષામાં ફેરફાર કર્યો નથી

**ક્ષમાયાચના**—આ ગ્રંથનું વિવેચન લખતાં ગ્રંથકર્તાનો આશય શું છે તે પર દરેક વખત પૂરતો વિચાર કર્યો છે અન્ય વિદ્વાન લેખકોના આ જ વિષય પરના વિચારો અને સંવિગ્નની કેળવણીના સંસ્કારથી પ્રાપ્ત થયેલ વિચારો અને ટાંચણો આપી બનતી મહેનતે વિવેચન ઉપયોગી બનાવવા યત્ન કર્યો છે છતાં તેમાં મંદ અભ્યાસને લીધે અનિષ્ટ રહી જવા સંભવ છે તે માટે યોગ્ય સ્થળે ક્ષમાયાચના કરી છે તેમ જ અહીં પણ કરવામાં આવે છે

**યોજના**—આ ગ્રંથ પર સંસ્કૃતમાં શ્રી ધનવિજય ગણિની ટીકા છે તે ઉપરાંત શ્રી રત્નચંદ્ર ગણિની પણ જણાય છે અને તે બીજી આવૃત્તિ છપાઈ ગયા પછી લભ્ય થઈ છે યોગ્ય અવકાશ મળશે તો એ બન્ને ટીકાઓનો ઉપયોગ કરી સ્વતંત્ર સંસ્કૃત ગ્રંથ છપાવવા વિચાર છે આ ગ્રંથની કાવ્ય ચમત્કૃતિ અને ઉપદેશપદ્ધતિ એટલી અસરકારક અને સારી છે કે તેનો જેમ બને તેમ બની શકે તેટલી રીતે પ્રચાર કરવાની જરૂરિયાત છે દરરોજના પાઠ માટે તેટલા સારુ મૂળ શ્લોક શબ્દાર્થ અને શ્રી રંગવિજયની ચોપાઈ સાથે એક ગજવા પેજ નાની બુકની પણ યોજના કરવાનો વિચાર છે અધ્યાત્મના વિષય પર તો તો આ ગ્રંથ તો ત્યાર પછી એક બે અપૂર્વ ગ્રંથો પર પણ આવી રીતે વિવેચન કરવા સબંધમાં યોજના કરવાની અભિલાષા રહે છે હવે આ ગ્રંથના રચનાર યુગપ્રધાન તુલ્ય તપગચ્છાધિપતિ શ્રીમદ્ મુનિસુંદરસૂરિ મહારાજના ચરિત્ર પર ગવેષણા કરી ઐતિહાસિક નોંધ લઈ ઉપોદ્ઘાત પૂર્ણ કરવામાં આવશે

## શ્રી મુનિસુંદરસૂરિ અને તેમનો સમય

**ઇતિહાસ સબંધી દુર્લક્ષ્ય**—ઇતિહાસના વિષયમાં હિંદુસ્તાનમાં પ્રથમથી બહુ બેદરકારી બતાવવામાં આવી છે એવી સાધારણ ફરિયાદ છે પોતાનું નામ પ્રસિદ્ધ કરી જવાની લગની ઇચ્છા ન હોવાને લીધે* એ વિષયથી ભવિષ્યની પ્રજાને ખાસ લાભ થવાનું ગણવામાં ન આવવાને લીધે કે બીજા ગમે

* મારા એ વિદ્વાન મિત્રે મારું ધ્યાન ખેંચ્યું છે કે આ હકીકત બરાબર નથી તેઓ વિચારમાં લખે છે કે મુનિપુંગવોનું સાધ્યબિંદુ અન્ય હોય છે તેથી પોતાનો મહિમા વધારવા સારુ અથવા માન પ્રતિષ્ઠા સારુ તેઓ સ્વની હકીકત બહુ લખતા નથી પણ ભવિષ્યની પ્રજાના ઉપકારની વાત તેઓના

હોવી જોઈએ અને તેવી નાની વયમાં તેમને દીક્ષા આપવામાં આવે એ માનવામાં નથી વળી મુનિસુંદર સૂરિએ ગુર્વાવળીમાં દેવસુંદરસૂરિ જેઓ આ વખતે તપગચ્છની મૂળ પાટે હતા અને ગચ્છાધિપતિ હતા તેઓના સંબંધમાં લગભગ સિત્તેર શ્લોક લખ્યા છે તેથી કદાચ મુનિસુંદરના દીક્ષાગુરુ દેવસુંદરસૂરિ હોય એમ કલ્પના થાય છે *

સોમસુંદરસૂરિ—દેવસુંદરસૂરિ, જેઓ ઉગ્ર પુણ્યપ્રકૃતિવાળા હતા, તેઓ સંવત ૧૪૪૨માં [1]ગચ્છાધિપતિ થયા અને તેઓ સંવત ૧૮૫૭માં કાળધર્મ પામ્યા હતા અને સુધર્માસ્વામીની પચાસમા ગચ્છાધિપતિ હતા એમ મુનિસુંદરસૂરિ પોતાની ગુર્વાવળીના શ્લોક ૩૬૮માં કહે છે આ આચાર્યની પાટે શ્રી સોમસુંદરસૂરિ આવ્યા આ સોમસુંદરસૂરિનો ઇતિહાસ ખાસ વાંચવા યોગ્ય છે, અને તે 'સોમસૌભાગ્યકાવ્ય' માંથી મળી શકે તેમ છે અને તો તેઓનો અને મુનિસુંદરસૂરિનો ઇતિહાસ જરૂર પૂરતો એમના હોય તેટલો જ સંક્ષેપમાં બતાવવામાં આવે છે આ સોમસુંદરસૂરિ જ્યાનન્દસૂરિના શિષ્ય હતા અને તેમને ૧૮૫૦માં વાચક(ઉપાધ્યાય)પદ પ્રાપ્ત થયું હતું શ્રીમંત ગૃહસ્થો સૂરિપદની પ્રતિષ્ઠાના મહોત્સવ મહા આડંબરથી કરતા હતા અને ગુરુમહારાજ સંઘના અગ્રણી ગૃહસ્થોની વિનતિ પરથી પોતાના શિષ્યોમાંના યોગ્ય શિષ્યને સૂરિપદ આપતા હતા આવી રીતે સોમસુંદરસૂરિએ છ શિષ્યોને સૂરિપદ આપ્યાં એમ સોમસૌભાગ્યકાવ્ય પરથી જણાય છે દેવરાજ શેઠના આગ્રહથી મુનિસુંદરને ગોવિંદ શેઠને ખરચે જયચંદ્રને નીમશેઠને ખરચે ભુવનચંદ્રને ગુરરાજ શેઠના આગ્રહથી મહુવામાં જિનસુંદર વાચકને, વિશળ શેઠીના પુત્ર ચંપકના આગ્રહથી જિનકીર્તિને અને રાણપુરમાં ધરણેન્દ્ર શેઠના આગ્રહથી સોમદેવ વાચકને સૂરિપદ આપવામાં આવ્યાં હતાં અને તે સર્વ મહોત્સવો મહા મોટા ખરચથી અત્યંત આડંબરથી શ્રી સોમસુંદરસૂરિના વખતમાં થયા હતા આ પ્રમાણે સૂરિ ગમે તેટલા થાય પણ ગચ્છાધિપતિ તો એક જ સૂરિ હોય એવું બંધારણ હતું આ નિયમ પ્રમાણે નરસિંહ શેઠના આગ્રહથી અદ્ભુત મહોત્સવ સાથે સોમસુંદરસૂરિને સૂરિપદ સવત ૧૪૫૭માં પ્રાપ્ત થયું હતું [2] આ શેઠની ગુરુભક્તિ ઘણી ઉત્તમ હતી

---

* આ પ્રમાણે માનવાનું એક બીજું પ્રબળ કારણ છે ગુર્વાવલી ગ્રંથ શ્રી મુનિસુંદરસૂરિએ સંવત ૧૪૬૬માં પૂર્ણ કર્યો જે વખતે દેવસુંદરસૂરિને કાળ કરી ગયાને આઠ-નવ વર્ષ થયાં હતાં અને પાટ ઉપર સોમસુંદરસૂરિ હતા આ ગ્રંથને અંતે તેઓ પોતાની જાતને દેવસુંદરસૂરિના શિષ્ય તરીકે ઓળખાવે છે આ આખો પેરેગ્રાફ આગળ ઉતારી લીધો છે, ત્યાંથી સ્પષ્ટ સમજાઈ જશે આ સંબંધમાં ચોક્કસ નિર્ણય થઈ શકે તેમ નથી કારણ કે તે જ ગુર્વાવળીના ૪૨૭મા શ્લોકમાં લખે છે કે "તે સોમસુંદરસૂરિનો શિષ્ય મારા જેવો ગુણ વગરનો પ્રાણી ઉપાધ્યાય મનાય છે અહીં સોમસુંદરસૂરિનો શિષ્ય એ શબ્દ સામાન્ય છે કે વિશેષ છે તે સમજવું મુશ્કેલ છે બંને બાજુની હકીકત તપાસતા તેઓ દેવસુંદરસૂરિના શિષ્ય હોય એમ માનવાનું કારણ વિશેષ રહે છે પણ તેનો નિર્ણય થઈ શકતો નથી વળી બીજી રીતે જોઈએ તો તેઓને કદાચ દેવસુંદરસૂરિએ સોમસુંદરસૂરિની નાની વયમાં પણ તેમના નામથી દીક્ષા આપી હોય તે બનવાજોગ છે સોમસુંદરસૂરિને વીશ વર્ષની વયે તો ઉપાધ્યાય પદ મળ્યું છે, તેથી તેરમે વર્ષે તેમને શિષ્ય આપ્યો હોય તો તેમાં પણ વિરોધ જેવું કાંઈ નથી

[1] પ્રથમ આવૃત્તિના ઉપોદ્ઘાતમાં લખ્યું છે કે દેવસુંદરસૂરિને આચાર્ય પદ સંવત ૧૪૪૨માં મળ્યું, પણ તે હકીકત બરાબર નથી જ્યાનંદસૂરિ સંવત ૧૪૪૧-૪૨માં કાળધર્મ પામ્યા ત્યાં સંવત ૧૪૪૨માં દેવસુંદરસૂરિ ગચ્છાધિપતિ થયા જ્યારે ગચ્છાધિપતિ થયા ત્યારે પણ તેઓ દેવસુંદરસૂરિના નામથી જ ઓળખાતા હતા તેથી તેઓને સૂરિપદવી તો આ સમય પહેલાં મળેલી હશે એમ જણાય છે

[2] પ્રથમ આવૃત્તિમાં વર્ષ ૧૪૫૮ લખ્યું હતું તે બરાબર નથી જુઓ સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૫, શ્લોક ૫૧મો અને ગુર્વાવળી શ્લોક ૩૯૩મો આ સૂરિપદ અણહિલપુર પાટણમાં આપવામાં આવ્યું હતું

આ નગરીમા આદીશ્વર પ્રભુ તથા મહાવીર પરમાત્માના બે ભવ્ય વિહારો હતા એ નગરની રામાઓ અને આરામો સરખી રીતે શોભતા હતા ઇન્દ્રની અમરાવતી જેવા આ શ્રેષ્ઠ અને સંપત્તિના નિધાનરૂપ નગરમા લક્ષ્મીવાળા અને પોતાની બુદ્ધિથી નવેના એક દેવરાજ નામના શેઠ વસતા હતા એ શેઠને હેમરાજ નામનો નાનો ભાઈ હતો અને ત્રીજો ધર્મસિંહ નામે ભાઈ હતો આ બન્ને ભાઈઓ પણ ન આરા હતા અને ભોગ ભાઈને બે ભુજારૂપ હતા એક પ્રસંગે દેવરાજ શેઠે પોતાના ભાઈઓને કહ્યુ, બધુઓ! નાશ પામનારૂ આ ધન કોઈના વ મા સ્થિર રહ્યુ નથી અનેક ચક્રવર્તીઓ અને સાર્વભૌમ રાજાઓ આ દુનિયામા ધનથી પ્રધાન થઈ ગયા છે તેમ જ વાસુદેવો પણ દ્રવ્યની ઋદ્ધિસિદ્ધિથી પ્રસિદ્ધ થયેલા છે તેમ જ શ્રી વિક્રમ નળ મુંજ અને ભોજરાજા પૃથ્વીપ્રખ્યાત થઈ ગયા છે આવાઓના ઘરમાં પણ લક્ષ્મીએ સ્થિરપણું કર્યું નથી તેથી પ્રાન પુન લક્ષ્મીનુ દાન કરી કૃતાર્થ થાવ છ તમે બન્ને મનમા વિચાર કરી જો સમતિ આપો તો આ દ્રવ્યવડે સુરિપદની પ્રતિષ્ઠા કરું " બન્ને ભાઈઓએ બહુ ખુશીથી સમતિ આપી એટલે દેવરાજ શેઠ હાથી સોમસુન્દરસૂરિ મહારાજ પાસે આવ્યા અને ગુરુ મહારાજને વંદના કરી (હવેનો ભાગ વિશેષ પ્રસ્તુત છે તેથી વિસ્તારથી સપૂર્ણ આપવામાં આવે છે)

> ज्यजिणवृद्धिशशिरोमणिश्च गच्छाधिप स्वच्छमतिप्रसारम् ।
> श्रीसूरिश्रीयत्पदभूमिवित्तव्ययस्य निमावणत प्रसीद ॥ ३१ ॥

ચતુર પુરુષોમા પ્રધાન તે શેઠે મહાબુદ્ધિશાળી સુરિમહારાજને વિનતિ કરી કે "આપ દિવ્ય સુરિપદના સ્થાનમા મારા પૈસાનો વ્યય કરવા માટે પ્રસન્ન થાઓ" મતલબ મારા ખરચે કોઈ મુનિના સુરિપદની પ્રતિષ્ઠા કરો (૩૧)

> ततो गुरु सौवविनेयवृन्दे ददौ सदौन्नत्यगुरु स्वदृष्टिम् ।
> श्रीवाचकेन्द्रे मुनिसुन्दराह्वे विशेषतो योग्यतया तया च ॥ ३२ ॥

ત્યાર પછી ઉન્નતિના ગુરુ તે ગુરુમહારાજે પોતાના શિષ્યસમૂહ પર દૃષ્ટિ નાખી અને ખાસ કરીને વાચકેન્દ્ર શ્રીમુનિસુન્દર ઉપર તેની વિશેષ યોગ્યતાને લીધે તેમની દૃષ્ટિ ઠરી (૩૨)

> जल्पत्यनल्प सविकल्पजाल सदाप्यनुस्यूतमतिप्रभूतम् ।
> श्राक् संस्कृत प्रो मदवादिवृन्द मनाक यस्मिन् किल काकनाशम् ॥ ३३ ॥

જે મુનિસુન્દર ઉપાધ્યાય અતિ બુદ્ધિથી વ્યાપ્ત તર્કના જાળો વચનમાગથી પ્રવાહ આપે છે ત્યારે સંસ્કારવાળો મત્ત વાદીઓનો સમૂહ કાગડાની પેઠે તત્કાળ નાસી જાય છે અર્થાત્ વાદ વિવાદમા વાદીઓને બહુ જલદીથી વાણી વડે પરાજિત કરી નાખે તેવા છે (૩૩)

> स्वसाध्यसिद्ध्यै सति यत्र हेतूपन्यासमातन्वति वादभूमौ ।
> प्रावादको मादभर शरीरे स्वेदेन साद्र किल जागलीति ॥ ३४ ॥

---

છે વળી સાતમા શ્લોકમા સમેના તળાવની હકીકત કહી છે તે તળાવ પણ હાલ મોજૂદ છે અને ઘણુ મોટુ છે, અને તેનુ નામ પણ સમેના તળાવ જ કહેવાય છે પથ્થરનુ બાંધેલુ છે અને તેની ચારે બાજુએ વેદિકાઓ છે તળાવ ફરતા આંબા આદિના ઝાડો પણ ઘણા છે તદુપરાન્ત તે જ પ્રથમના સ૦ ૨ સર્ગના ૫ દરમા શ્લોકમા કહ્યુ છે તે પ્રમાણે નગર ફરતા ૩૬૦ તળાવો છે પણ કાળે કરીને છીછરા થઈ ગયા છે વળી કુંડો પણ ઘણા છે વર્ણનમા જણાવ્યુ છે તે પ્રમાણે આમા અને રાયણના ઝાડો પણ ઘણા છે આ પ્રમાણે સત્ય વર્ણન મળતું હોવાથી વૃદ્ધનગર તે જ વડનગર હોય એમ માનવાનાં ઘણા કારણો જણાય છે

જે વાચકપતિ આ ભૂમિમા પોતાના સાધ્યની સિદ્ધિને માટે હેતુનો ઉન્યાસ કરે છે (સાધ્ય અને હેતુ બંને તર્કના પારિભાષિક શબ્દો છે) ત્યારે ઉત્ર વાણીઓના ઉષ્માનો સમૂહ શરીરમા જેમ પરસેવો ગળી જાય તેમ ગળી જાય છે (૩૪)

यद्विर्मिता श्रीगुरुभव्यका-यविज्ञप्तिगङ्गया गुणसत्तरङ्गया ।
प्रक्षालयन्ती कलिकल्मषौघ हृष्टमकार्षीत्सुमन समूहान् ॥ ३५ ॥

જે વાચકેન્દ્રની રચેલી શ્રી ગુરુની ભવ્ય વિનતિ પ ગગા નદી ગુણરૂપ તરંગોની ઉજળી અને કલિ કાળના પાપસમૂહને ધોઈ નાખતી એક વિદ્વાનોને હર્ષ ઉપજાવતી હતી (આ કાવ્ય ત્રિ શતરંગિણી જેનો એક ભાગ ગુર્વાવલી છે, તેને સૂચવતુ હોય એમ જણાય છે આ કાવ્ય તેમણે સુરિપદ મેળવ્યા પહેલા સવત ૧૪૬૬મા લખ્યુ હતુ એ આપણે હવે પછી જોઈશું

येन प्रक्लृप्ता स्तुतय स्तवाश्च गाम्भीर्यभृत्न यमदृग्साश्चा ।
श्रीसिद्धसेनादिमहाकवीना कृतीमतौद्धा अनुचक्रिरे ता ॥ ३६ ॥

જેમણે રચેલ ગભીરતાની ભરપૂર નવીન ઉત્તમ અર્થવાળી સ્તુતિઓ અને સ્તવનો શ્રીસિદ્ધસેન દિવાકરાદિ મહાકવિઓની કરેલી બુદ્ધિથી વૃદ્ધિ પામેલી કૃતિઓને અનુસરતી હતી અર્થાત્ કાવ્યચમત્કૃતિ, રસ અને અનકારથી ભરપૂર હતી (આ અને સ્તોત્રરત્નકોશ નામના તેઓનાં પ્રસિદ્ધ સ્તોત્રો અને તે ઉપરાત બીજા અત્યારે ન જણાતા સ્તવનોને સૂચવતો હોય એમ જણાય છે (૩૬)

सत्युक्तिभृत्संस्कृतजल्पशक्ति सहस्त्रनाम्ना कथनैकशक्ति ।
तात्कालिकी नव्यकवित्वशक्ति य विनाऽ यत्र समीक्ष्यतेऽद्य ॥ ३७ ॥

સુયુક્તિથી ભરપૂર સસ્કૃત બોલવાની શક્તિ એક હજાર નામોને એકસાથે કહેવાની શક્તિ અને તાત્કાળિક નવીન કવિતા બનાવવાની શક્તિ આમના સિવાય અત્યારે બીજા કોઈમા જોવામા આવતી નથી (સસ્કૃત ભાષા પર કાબૂ સહસ્રાવધાનીપણુ અને શીઘ્રકવિત્વ—આ ગુણ વિરલ અને પ્રતિપાદન થાય છે) (૩૭)

विद्या न साऽऽस्ते निरवद्यताभृत्कला न सा वास्ति वरा धरायाम् ॥
यस्या न यस्याङ्घ्रिगणार्चितस्य बुद्धिर्विशुद्धा प्रसरीसरीति ॥ ३८ ॥

દુનિયામાં એવી કોઈ પણ નિરવદ્ય વિદ્યા નથી અને એવી કોઈ ઉત્તમ કળા નથી કે જેમા અનેક મનુષ્યના સમૂહે પૂજેલા આ મુનિસુન્દર વાચકેન્દ્રની બુદ્ધિ સારી રીતે પ્રસાર પામતી ન હોય અર્થાત્ તેઓશ્રીની બુદ્ધિ સર્વ વિદ્યાઓમાં પ્રવેશ કરી શકતી હતી (૩૮)

मत्याविन सन्ति परे सहस्रा अनल्पवैदुष्यधरा धरायाम् ।
पर न यस्य प्रसरत्प्रकर्षप्रज्ञस्य विज्ञस्य तुलाभृत स्यु ॥ ३९ ॥

આ દુનિયામા કોઈ પણ પ્રકારના દુર્ગો ગહન વિદ્વત્તાને ધારણ કરનારા હજારો બુદ્ધિમાન પુરુષો છે પણ પ્રસાર પામતી ઉત્કર્ષવાળી બુદ્ધિને ધારણ કરનાર વિદ્વાન મુનિસુન્દર ઉપાધ્યાયની સરખામા ઊભા આવે તેવા કોઈ નથી (૩૯)

त वाचक सूरिपदार्हमर्हमनोमतिस्फातिकर विमृश्य ।
यचोऽनुमेने सुमना नदेनरा [illegible] गणाधिराज ॥ ४० ॥

આ વાચકેન્દ્ર મુનિસુંદરને આર્હત મતની ઉન્નતિ કરનારા અને સૂરિપદને યોગ્ય જાણીને શુભ મત વાળા ગચ્છપતિ સોમસુન્દરસૂરિએ તે ભોગા શ્રેષ્ઠી દેવરાજના વચનને અંગીકાર કર્યું (૪૦)

अथाप्तमौ धाम निशम्य तच्चित्तं प्रहृष्टः कृतिनां गरिष्ठः ।
प्राक् प्राहिणोत् कुङ्कुमपत्रिकाश्च श्रीदेवराजः सम भूमितलेऽखिलेऽपि ॥ ४१ ॥

પછી કૃતાર્થ પુરુષોમા શ્રેષ્ઠ તે દેવરાજ શાહ હૃદયમા બહુ આનંદ પામતો પોતાને ઘેર ગયો અને તત્કાળ પોતાની જાતિ સાથે આખી પૃથ્વી ઉપર કુંકુમપત્રિકાઓ (કંકોત્રીઓ) મોકલી (૪૧)

समागमन् सङ्घजनाश्च तेनाहूताः प्रभूताः परिपूतचित्ताः ।
तदा च रूपात्तसुपर्वगर्वैस्तैस्तत्पुरं स्वःपुरवद्विरेजे ॥ ४२ ॥

તે શ્રેષ્ઠીએ બોલાવેલા પવિત્ર ચિત્તવાળા ઘણા સંઘજનો એકઠા થઈ ત્યાં આવ્યા. રૂપથી દેવતાઓના ગર્વને પણ તોડનારા આ આવેલા લોકોથી તે નગર સ્વર્ગલોકના નગરની પેઠે શોભા આપવા લાગ્યું (૪૨)

भेर्यादिवाद्यानि भृशं जगर्जुरूर्जस्वलानि माङ्गल्यरवाकुलानि ।
सम च ते प्राक् सुकृतानि तानि पुराकृतानि प्रथितानि तस्य ॥ ४३ ॥

માંગલિક શબ્દોથી અનુકૂળ ભેરી વગેરે વાજિંત્રો ઉત્કટપણે ઊંચા સ્વરથી વાગવા માંડ્યા અને તેની સાથે તે શેઠે પૂર્વે (પૂર્વ ભવમાં) કરેલાં સુકૃતો પ્રસિદ્ધ થવા માંડ્યાં (આ ભવમાં લક્ષ્મી મળી છે તે ગત ભવના સુકૃતો સૂચવે છે) (૪૩)

वातोर्मिवेल्लद्रुचिकेतनानि निकेतनानि व्यवहारिणोऽस्य ।
बभासिरे तस्य गुणार्पितस्य श्रद्धोल्लसल्लोकमनांसि सत्यम् ॥ ४४ ॥

પવનના તરંગોથી આ શેઠના જે મંદિરની ધજાઓ ફરકતી હતી, તે મંદિરો જાણે તે ગુણવાન શેઠના શ્રદ્ધાવડે ઉલ્લસિત થયેલાં મન હોય તેવાં શોભતાં હતાં (૪૪)

तदा च सुत्रामपुरस्य शोभां शुभां बिभर्ति स्म पुरं तदुच्चैः ।
पदे पदे यत्प्रमदप्रदाभ्या निरीक्ष्यतेऽमर्त्यसुपर्वराजिः ॥ ४५ ॥

તે વખતે તે નગર ઇન્દ્રના નગરની ઉત્તમ શોભાને ધારણ કરતું હતું, કારણ કે સ્થાને સ્થાને દેવતાઓની શ્રેણીઓ હર્ષ ઉપજાવતી જોવામાં આવતી હતી મતલબ કે મનુષ્યોની પંક્તિ દેવપંક્તિ જેવી શોભતી હતી (સુપર્વ એટલે દેવતાઓ અથવા સારા પર્વોત્સવો એ શબ્દનો શ્લેષ બહુ સુંદર અર્થચમત્કૃતિ આપે છે) (૪૫)

सर्वाङ्गचार्वाभरणाभिरामा रामाः सकामाः प्रददुस्तदानीम् ।
न केवलं सद्धवलानि नेत्रश्रोत्रश्रुतीनामपि च प्रमोदम् ॥ ४६ ॥

આખા શરીર પર પહેરેલાં સ્થાનોચિત સારાં આભૂષણોથી સુંદર લાગતી સકામ રામાઓ તે પ્રસંગે કેવળ ધવળ વસ્ત્રાદિથી નેત્રોને આનંદ આપતી હતી, એટલું જ નહિ પણ તેઓ ધવળમંગળાદિથી શ્રોતાઓની શ્રવણેન્દ્રિયને પણ આનંદ આપતી હતી (૪૬)

महोत्सवेषु प्रथितेषु तेषु समन्ततः सन्ततमद्भुतेषु ।
सोत्कर्षहर्षेण पुरात् पुराणः शोकस्तदानीं निरकासि सद्यः ॥ ४७ ॥

આવી રીતે તે અદ્ભુત મહોત્સવો જ્યારે ચારે તરફ હર્ષના ઉત્કર્ષથી પ્રસરી રહ્યા ત્યારે પુરાણા જૂના શોકને તત્કાળ તે નગરમાંથી દેશવટો આપવામાં આવ્યો હતો (૪૭)

मुहूर्तघस्रऽथ रमासनाययुगादिनाथस्य पृथूच्चचैत्ये ।
श्रमण्डि नन्दिर्गुरुभिस्तदानीमुर्व्यो च गुर्व्यो स्वयश समृद्धि ॥ ४८ ॥

મુહૂર્તનો દિવસ આવ્યો એટલે શોભાયમાન શ્રી આદિનાથના ઊંચા અને વિશાળ ચૈત્યમા ગુરુએ મોટી પૃથ્વીમા યશની સમૃદ્ધિરૂપ નદી મારી (આ નદી એ ચતુર્મુખ જિનસ્થાપના છે અને દીક્ષા અવસરે સમવસરણની રચના કરવામા આવે છે તે એ જ એની સમજ સર ક્રિયા થાય છે) (૪૮)

महामहौघे प्रसरत्यनल्पे माङ्गल्यजल्पेऽखिलनन्दिना च ।
श्रीतापकाना वरसूरिमन्त्र प्रादा मुदा श्रीतपगच्छनाथ ॥ ४९ ॥

જ્યારે મોટા મોટા મહોત્સવો થઈ રહ્યા હતા અને સર્વ બદીઓ માગલ્ય ધ્વનિ કરતા હતા તે વખતે શ્રી તપગચ્છના સ્વામીએ શ્રી મુનિસુંદર વાચકને હર્ષથી ઉત્તમ સૂરિમત્ર આપ્યો (૪૯)

सङ्घाधिप श्रीयुतदेवराज सदावदातैरवदातकीर्ति ।
उरस्वता दानजल प्रवर्षन् प्रावृड्घनाभो ददृशे तदानीम् ॥ ५० ॥

તે વખતે નિરતર શુદ્ધ માર્ગો ભરવાથી જે સઘપતિ દેવરાજ શેઠની કીર્તિ ઉજ્જ્વળ થયેલી છે તે શેઠ ઉત્સાહથી દાનરૂપ વરસાદ વરસાવતો ચોમાસાના મેઘ જેવો દેખાવા લાગ્યો (૫૦)

माणिक्यरत्नै प्रवरैश्च चीरविभूषणैर्यवकृतदूषणैश्च ।
प्रचक्रिरे तेन नरेन्द्रकल्पा कल्पाङ्घ्रिपाभेन वनीपकौघा ॥ ५१ ॥

કલ્પવૃક્ષ જેવા તે ઉત્તમ શ્રેષ્ઠીએ ઉત્તમ માણિક્ય રત્નોથી અને નિર્દોષ આભૂષણોથી યાચકોના સમૂહને રાજા જેવા બનાવી દીધા (૫૧)

मुक्ताफलैर्निर्मलकान्तिकान्ताचितरत्नरत्नैर्विशदाक्षतैश्च ।
वर्धापयामासुरसीमरूपा स्त्रिय श्रिय सद्युतिभिर्गुरूस्तान् ॥ ५२ ॥

અત્યત રૂપ-સૌદર્યવાળી સ્ત્રીઓએ તેજવાળા મુક્તાફળોથી નિર્મળ કાંતિવાળી કાતાને યોગ્ય રત્નોથી અને ઉજ્જ્વળ અક્ષતથી તે ગુરુમહારાજને તે કાળે વધાવી લીધા (૫૨)

गजत्सूर्जितवर्यतूर्यनिकरे दिक्चक्रकुक्षिम्भरि-
ध्वाने सद्धवलध्वनौ च नितरा प्रोत्सर्पति स्त्रीमुखात् ।
हूहूतुम्बरुजैत्रगायनगणैर्विस्तार्यमाणे च सद्-
गीते श्रीगुरवो विनेयसहिता श्रीधर्मशाला ययु ॥ ५३ ॥

ઉગ્ર અને ઉત્તમ વાજિંત્રોનો સમૂહ ગાજી રહ્યો હતો સ્ત્રીઓના મુખમાથી દિશાસમૂહના અતરને પૂરતો ધવળમંગળનો ધ્વનિ અવિચ્છિન્ન પ્રસરતો હતો અને હૂહૂ તથા તુબરુ નામના ગધર્વોને જીતે તેવા ગાયક (ગાનારાઓ)ના સમૂહો ઉત્તમ ગાયનને ગાઈને વિસ્તારતા હતા—એ વખતે શ્રી ગુરુમહારાજ પોતાના શિષ્યોને સાથે લઈને ધર્મશાળામા પધાર્યા (૫૩)

प्राज्यस्फुरत्कान्तिकवा मृदुलसन्नर्मप्रतिष्ठानिका,
श्रीमण्डोज्ज्वलपट्टमुख्यसिचयैश्चञ्चत्प्रमालङ्कृतै ।
रम्यश्रीयुतसोमसुन्दरमहासूरीश्वराणा व्यधात्,
पूजा श्रोधितदेवराजमहिमा श्रीदेवराजस्तदा ॥ ५४ ॥

સ્ફુરણાયમાન કાંતિવાળા, કોમળ અને ઉજ્જ્વળ કપડાં વગેરે વસ્ત્રોથી તે દેવરાજ શેઠ કે જે લક્ષ્મીને લીધે દેવરાજ (ઇન્દ્ર)ના મહિમાનો આશ્રય કરતો હતો ... દૂર સુધી સભળાય તેવા મધુર ગાયનો

ચાનતા હતા ત્યારે શ્રીયુત સોમસુન્દરસૂરીશ્વરની પૂજા કરી અર્થાત્ કપડા વગેરે વસ્ત્રો વહોરાવ્યા (હાલમા પણ પન્યાસપદવી સુરિપદવીના મહોત્સવ વખતે આવી જ રીતે વસ્ત્રો વહોરાવવાનો રિવાજ જોવામા આવે છે) (૫૪)

पत्त्रानैर्विविधै स धीरमुकुट सद्गन्धकूरोत्करै-
र्दालिस्फातिततै ससौरभघृतैर्घोलामृतैश्चामितै ।
श्रीसङ्घ सकल कलङ्करहितश्रीर्जेमयामास तन्,
पूजा चोरचयैर्व्यधाद्य गणनातीतै प्रतीतैर्गुणै ॥ ५५ ॥

धीर પુરુષોમા મુકુટ સમાન અને નિષ્કલંક લક્ષ્મીવાળા તે શ્રેષ્ઠીએ વિવિધ પ્રકારના પક્વાન્નોથી, પુષ્કળ દાળની સાથે ઉત્તમ ગધવાળા કૂર (ધાન્ય)ના સમૂહથી અને સુગધી ઘીથી ભરપૂર એવા અપરિમિત ઘેબરરૂપ અમૃતથી આખા શ્રીસઘને જમાડતો અને ગુણોથી પ્રખ્યાત એવા અપરિમિત ચીર (વસ્ત્રો)થી તેની પૂજા કરી (૫૫

श्रीमान् सूरिपदे पदेऽथ यशसा कारापिते श्रीगुरो-
रादेशान्मुनिसु दरादितिवरश्रीसूरिणा संयुत ।
युक्त पञ्चशतामितैश्च शकटैरुच्चर्द्धजैर्भूयसा,
सङ्घेनाप्यनघेन तूर्णमचलत् श्रातीर्थयात्रा प्रति ॥ ५६ ॥

શ્રીમાન્ શ્રેષ્ઠી યશના સ્થાનરૂપ સૂરિપદે તેમને સ્થાપન કરાવ્યા પછી શ્રી ગુરુની આજ્ઞાથી વ્રતધારી ઓમા ઉત્તમ એવા તે શ્રી મુનિસુન્દરસૂરિની સાથે પાનસો ગાડાઓ અને ધજા સુભગ લઈ મોટો નિર્દોષ સઘ કાઢી તત્કાળ તીર્થયાત્રા કરવા ચાલ્યા (૫૬)

भेर्यादूर्जितहृद्यवाद्यनिनदैर्यामाङ्गण गर्जयन्,
रङ्गत्तुङ्गतुरङ्गमक्रमखुराघातै क्षिति कम्पयन् ।
चञ्चद्वर्णसुवर्णदण्डकलशैर्देवालयैरुन्नते
शोभा बिभ्रदभ्रशुभ्रयशसा शुभ्रन् पुनः क्ष्मातलम् ॥ ५७ ॥
श्रीशत्रुञ्जयपर्वतेऽपि च गिरौ श्रीरैवते दैवत,
श्रीनाभेयजिन निरस्तवृजिन नेमीश्वर भास्वरम् ।
नत्वा तत्र महोत्सवाननवान् कृत्वा च दत्त्वा धन,
भूत्वा सङ्घपति कृती निजगृह चागात्ससङ्घोऽनघ ॥ ५८ ॥

ભેરી વગેરે ઉગ્ર અને મનોહર વાજિંત્રોના શબ્દોથી આકાશને ગજાવતા ચપળ રીતે ચાલતા ઊચા અશ્વોના ચરણની ખરીઓના આઘાતથી પૃથ્વીને કપાવતા, સુદર વર્ણવાળા સુવર્ણના દડ, અને કળશ યુક્ત ઊચાં જિનાલયોથી શોભાને ધારણ કરતા અને પોતાના અતિ ઉજ્જ્વળ યશથી પૃથ્વીને ઉજ્જ્વળ કરતા તે દેવરાજ શેઠ શ્રી શત્રુંજયગિરિ ઉપર રહેના પાપને દૂર કરનારા અને પ્રકાશમાન શ્રી ઋષભદેવ પ્રભુને અને રૈવતાચલ (ગિરનાર) પર રહેતા તેવા જ શ્રી નેમિનાથ પ્રભુને નમી ત્યા આગળ નવા નવા અનેક પ્રકારના ઉત્સવો કરી પુષ્કળ ધનનુ દાન આપી અને ખરેખરા સઘપતિ થઈ આખા નિર્દોષ સઘની સાથે લઈ પોતાને ઘેર પાછા આવ્યા (૫૭-૫૮)

श्रीगच्छेन्द्रगिरा सुधारसकिरा शिष्योत्करै संयुता,
गर्वात्पर्वतपादिसिन्धुरघटाविन्यासपञ्चानना ।

पूर्णे दुप्रतिमानना घनजनाह्लादप्रकृपप्रदा,
श्रीमन्तो मुनिसुन्दराह्वगुरव क्षाणौ विहार व्यधु ॥ ५२ ॥

પછી ગવથી ભરપૂર એવા કુવાદીરૂપ ગજેન્દ્રોની ઘણને ત્રાસ આપવા માટે કેસરીસિંહ જેવા પૂર્ણચન્દ્ર સમાન મુખવાળા અને ઘણા લોકોને ઉત્કૃષ્ટ આનંદ આપનારા તે શ્રીમાન મુનિસુન્દરગુરુ એ અમૃત રસને ઝરતી શ્રી ગચ્છપતિ ( સોમસુન્દરસૂરિ )ની આજ્ઞાથી શિષ્યોના સમૂહ સાથે ત્યાંથી પૃથ્વીતલ ઉપર વિહાર કર્યો અને જુદે જુદે સ્થાનકે વિહાર કરી ગયા (૫૯)

આવી અદ્ભુત રીતે આ ગ્રંથના કર્તા શ્રી મુનિસુન્દરસૂરિને આચાર્યપદનો અભિષેક થયો એ હકીકત વાચતા બહુ માન ઉત્પન્ન થઈ ઉપજે છે ગચ્છાધિપતિ સોમસુન્દરસૂરિનુ સ્વર્ગગમન સવત ૧૪૯૯ મા થયું એમ ધર્મસાગર ઉપાધ્યાય પોતાની પટ્ટાવલીમા લખે છે આ વખતે સર્વ આચાર્યોમા શ્રેષ્ઠ મુનિસુન્દરસૂરિ ગચ્છના અધિપતિ થયા તેઓનુ સ્વર્ગગમન સવત ૧૫ ૩ મા થયું તેઓનુ જીવન ૬૭ વર્ષનુ થયુ ત્યારે તેમણે કાળ કર્યો તેમા ૬૦ વર્ષ દીક્ષાપર્યાય પાળ્યો ૨૫ વર્ષ આચાર્ય તરીકે પ્રસિદ્ધ રહ્યા અને ગચ્છાધિપતિપણાનો ભાર માત્ર ૪ વર્ષ જ વહન કર્યો જોકે સભવિત છે કે ગુરુની વૃદ્ધાવસ્થામા તેઓએ જ ગચ્છની વ્યવસ્થા ઉપર ગુરુમહારાજની માજુએ રહીને પૂરતી રીતે ધ્યાન આપ્યું હો

**વિદ્વત્તા અને યાદશક્તિ**—આ સૂરિમહારાજ અસાધારણ વિદ્વત્તા ધરાવતા હતા તેઓની યાદશક્તિ બહુ તેજસ્વી હતી અને શાસ્ત્રનું વિજ્ઞાન અદ્ભુત હતુ તેઓ એક હજાર અવધાન કરી શકતા હતા જુદી જુદી એક હજાર બાબત પર ધ્યાન આપવુ અને તેમાંનો કોઈ પણ ભાગ પૂછવામા આવે તેને કહી બતાવવો એ જ્ઞાનાવરણીય કર્મના અસાધારણ ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલી અદ્ભુત યાદશક્તિ અને બુદ્ધિબળનો નમૂનો છે આ કાળમા વધારેમા વધારે સો અવધાન કરનારા સાભળ્યા છે જ્યારે કોઈ કોઈ આઠ, દશ કે પદર સુધી અવધાન કરનારા હોય છે, તેઓ તરફ પણ વિદ્વાનો અપૂર્વ માનની દૃષ્ટિથી જુએ છે તો આવા હજાર અવધાન કરનારની કેવી અદ્ભુત શક્તિ હશે તે ધ્યાનમા આવી શકવુ પણ બહુ મુશ્કેલ છે આત્માનુ બ્રહ્મચર્ય અને મન પર અપૂર્વ કાબૂ વગર આ શક્તિ પ્રાપ્ત થવી મહા મુશ્કેલ છે તેઓ સહસ્રાવધાની તરીકે ગ્રંથોમા પ્રસિદ્ધ થયા છે તેઓનુ જ્ઞાન કેટલુ અપૂર્વ હતુ તેનો ખ્યાલ કરવા માટે બીજી એ હકીકત ઇતિહાસમા નોધાયેલી છે તેઓને દક્ષિણ દેશના કવિઓએ 'કાલી સરસ્વતી'નુ બિરુદ[1] આપ્યું હતુ અન્ય કોમના વિદ્વાનો અપૂર્વ વિદ્વત્તા વગર આવુ ઉપનામ આપે એ અસભવિત છે અને તેમા પણ દક્ષિણના વિદ્વાનો બહુ વિચાર કરીને જ પદવી આપે છે દક્ષિણ દેશના કવિઓની પ્રખ્યાતિ ભર્તૃહરિના વખતથી છે તેઓ એક પ્રસગે કહે છે કે **अत्र गीत सरसकवय पार्श्वतो दाक्षिणात्या** ( ભોગ આગળ ગીત ગવાતા હોય અને બને બાજુએ દક્ષિણ દેશના કવિઓ મિષ્ટ વાણી બોલતા હોય વગેરે ) આ ઉપાધિનો અર્થ શુ થાય છે તે બરાબર સમજી શકાતુ નથી? પરતુ કવિત્વશક્તિમા અદ્ભુત ચાતુર્ય બતાવનારને તે પદવી મળે છે એમ માલૂમ પડે છે તેઓ કવિત્વશક્તિમા આટલા નિપુણ હતા તે ઉપરાત તર્ક-ન્યાયમા પણ બહુ નિપુણ હતા તેઓને મુઝફ્ફરખાન બાદશાહ તરફથી વાદીગોકુળષડ નુ બિરુદ મળ્યુ હતુ વાદીઓરૂપ ગાયોના સમૂહના તેઓ પતિ હતા એટલે તેઓ અનેક વાદીઓને પોતાને કબજે રાખી પરાસ્ત કરી શકે એવી શક્તિવાળા હતા એમ આ બિરુદનો અર્થ થાય છે આવી રીતે તેઓની યાદશક્તિ કવિત્વશક્તિ અને તર્કશક્તિ બહુ ખીલેલી હતી એમ જણાય છે

---

૧ સરસ્વતીનો વર્ણ ધવલ છે પણ શ્રી મુનિસુન્દરસૂરિ મહારાજનો વર્ણ કાળો-શ્યામ હતો તેથી તેઓ સાક્ષાત્ સરસ્વતી અવતાર શ્યામ વર્ણમા હોય એવી ઉપાધિ તેમને મળી હતી એવો પ[illegible] ગભીર વિજયજીનો અભિપ્રાય છે

સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને ન્યાયશક્તિ Memory, Imagination and Reasoning faculty આ ત્રણ મગજની શક્તિઓ છે અને એ ત્રણે એમ જ પુરુષમા બહુ વિસ્તાર થયેલી હોય એવા દાખલા જવલ્લે જ જોવામા આવે છે લગભગ તો જોવામા આવતા એમ કહીએ તો ચાલે ત્રણમાથી એકાદ શક્તિ ઓછીવત્તી ખીલેલી હોય એવા દાખલાઓ તો બને છે, પણ ત્રણેનો એકત્ર યોગ તો અલ્પ સ્થાને દેખાય છે

ચમત્કાર—આ મહાત્મા સૂરિમહારાજની અદ્ભુત શક્તિઓ સબંધમા તેમના સમયની નજીકમા થયેલા વિદ્વાનો કેવો અભિપ્રાય બતાવી ગયા છે એ જાણવુ પ્રાસગિક થઈ પડશે તેઓના વખતમા જ થયેલા શ્રીપ્રતિષ્ઠાસોમ નામના મુનિરાજ સોમસૌભાગ્ય કાવ્યના દશમા સર્ગમા લખે છે કે —

श्रीसोमसुन्दरयुगोत्तमसूरिपट्टे श्रीमान् रराज मुनिसुन्दरसूरिराजः ।
श्रीसूरिमन्त्रवरस्मरणैकशक्तिर्यस्याभवद् भुवनविस्मयदानदक्षा ॥
श्रीरोहिणीति विदिते नगरे सतीति पश्चात्कृते किल चमत्कृततत्पुरेशः ।
ऊरीचकार मृगयाकरणे निषेधं, प्रावर्तयन्निखिलनीवृति चाप्यमारिम् ॥
प्रागेव देवकुलपाटकपत्तने यो, मारेरुपद्रवकुलं दलयाञ्चकार ।
श्रीशान्तिकस्तवनतोऽवनतोत्तमाङ्गभूपालमौलिमणिघृष्टपदारविन्दः ॥
श्रीमानदेवशुचिमानसमानतुङ्गमुख्या प्रभाविकगुरून् स्मृतिमानयच्च ।
श्रीशासनाभ्युदयदप्रथिताद्भुतार्कैस्तैश्चमत्कृतिकरैः कुमुदावदातैः ॥

"યુગપ્રધાન શ્રી સોમસુદરસૂરિની પાટે મુનિસુંદરસૂરિ વિરાજિત થયા જેઓની પ્રધાન સૂરિમંત્ર સ્મરણ કરવાની શક્તિ ત્રણ ભુવનને વિસ્મય દાન આપવામા દક્ષ થઈ હતી શ્રી રોહિણી નગરમાં[1] મરકીના ઉપદ્રવને શાંત નાખવાથી (મંદ કરવાથી) આશ્ચર્ય પામી તે નગરના રાજાએ પોતે શિકાર કરવાનો ત્યાગ કર્યો અને આખા દેશમા અમારી પ્રવર્તાવી આ સૂરિરાજને નમસ્કાર કરતા રાજાઓના મુગટમા રહેલા મણિઓથી જેઓના ચરણકમળ ઘસાય છે એવા તે આચાર્ય મહારાજે પ્રથમ દેવકુલ પાટક[2] નગરમા શાંતિને કરનાર એવા શાંતિકર સ્તોત્રથી મહામારીના ઉપદ્રવનો નાશ કર્યો હતો જૈન શાસનનો અભ્યુદય કરનાર કુમુદ જેવા ઉજ્જ્વળ અને ચમત્કાર ઉપજાવનાર ઉજ્જ્વળ ચરિત્રથી આ સૂરિમહારાજે શ્રી માનદેવ અને પવિત્ર હૃદયવાળા માનતુંગ વગેરે પ્રાભાવિક ગુરુઓને યાદ દેવરાવ્યા હતા"

આ વર્ણન પરથી જણાય છે કે તેઓ અદ્ભુત ચમત્કારી તરીકે તે સમયમાં ગણાતા હતા દેવકુળપાટકમા મહામારીનો ઉપદ્રવ ચાલતો હતો ત્યારે શાંતિકર સ્તોત્ર (સંતિકરં) બનાવી તે ઉપદ્રવ દૂર કર્યો એમ આ શ્લોક પરથી જણાય છે એ શાંતિકર સ્તોત્ર ત્યાર પછી એટલુ બધુ લોકપ્રિય થઈ પડ્યુ છે કે નવસ્મરણમાનુ તે એક ગણાય છે તેની છેલ્લી ગાથામા સૂરિ પોતે શ્રી શાંતિનાથની સ્તુતિ કરતા કહે છે કે —

एवं सुदिट्ठिसुरगणसहिओ संघस्स संतिजिणचंदो ।
मज्झ वि करेउ रक्खं मुणिसुंदरसूरिथुअमहिमा ॥

૧ રોહિણી નગર તે હાલ આબુ પાસે રોહીના-રોહીના ગામ છે તે સમજવુ (પં શ્રી ગંભીરવિજયજી)

૨ આ દેવકુલપાટક તે હાલનુ ઉદેપુર પાસેનુ દેલવાડા સમજવું તે આબુ ઉપરનુ દેલવાડા નહિ અથવા તો રાણકપુર નામનુ ગામ છે તે પણ સંભવિત છે (પં શ્રી ગંભીરવિજયજી) પ્રથમ આવૃત્તિમાં પ્રભાસપાટણ લખ્યું છે તે બરાબર નથી તેને તો દેવપત્તન કહેવામાં આવતું હતુ

"સમ્યગ્દૃષ્ટિવાળા દેવસમૂહ સહિત એવા હે શાંતિજિનચંદ્ર ! શ્રી સંઘનું રક્ષણ કરો અને મારું પણ રક્ષણ કરો ! એ શાંતિનાથ મહારાજની મુનિ સોમસુંદર ગુરુની શિષ્યાઓએ અને આચાર્યોએ સ્તુતિ કરી છે અત્ર સ્તોત્રકર્તાએ પોતાનું નામ પણ ગર્ભિત રીતે સૂચવી દીધું છે

એ જ સ્તોત્રનો ચૌદમો શ્લોક જે ક્ષેપક હોય એમ માનવામાં આવે છે તેમાં લખવામાં આવ્યું છે કે—

तवगच्छगयणदिणयरजुगवरसिरिसोमसुंदरगुरूण ।
सुपसायलद्धगणहरविज्जासिद्धि भणइ सीसो ।

'તપગચ્છરૂપ ગગનમાં સૂર્ય સમાન યુગપ્રધાન શ્રી સોમસુંદરગુરુના સુપ્રસાદે પ્રાપ્ત થએલી ગણધર વિદ્યાસિદ્ધિને પામેલા શિષ્ય મુનિસુંદરસૂરિ ભણે છે

આ છેલ્લા શ્લોકનો પાઠ સંધ્યા કરવામાં આવતો નથી મહામારીના ઉપદ્રવનો નાશ કરવા માટે આ સ્તોત્ર બનાવી વ્યાધિનો નાશ કર્યો તેવો જ બનાવ શ્રી માનદેવસૂરિના વખતમાં પણ બન્યો હતો અને તેમણે લઘુશાંતિ બનાવી ઉપદ્રવનો નાશ કર્યો હતો શ્રી માનતુંગાચાર્ય જે ભક્તામરના કર્તા છે અને તેમણે શ્લોકોના ઉચ્ચાર સાથે બંધ વગેરે તોડ્યા હતા એમ કહેવાય છે આવા ચમત્કાર કરનારા પૂર્વાચાર્યોને શ્રી મુનિસુંદરસૂરિએ ફરી યાદ કરાવ્યા હતા એટલે આ મહાત્માને જોઈને તેઓ પણ સાંભરતા હતા મતલબ આ સૂરિમહારાજ તેઓની જેવા હતા એવો શ્રી પ્રતિષ્ઠાસોમનો અભિપ્રાય છે

આ સૂરિમહારાજના સમય પછી સવાસો વર્ષ પછી પાટે શ્રી હીરવિજયસૂરિ થયા તેઓએ અકબર બાદશાહને જૈનધર્મ સમજાવ્યો હતો અને તીર્થ સંબંધી અનેક હક્કો મેળવ્યા હતા આ આચાર્યના જીવનભાગનું ચરિત્ર લખનાર શ્રી હીરસૌભાગ્ય નામના મહાકાવ્યના કર્તા પૂર્વાચાર્યોના સંબંધમાં નોંધ લખે છે તેઓ પણ મુનિસુંદરસૂરિના નજીકના સમયમાં થયા છે તેથી તેઓ મુનિસુંદરસૂરિ માટે શું કહે છે તે પણ જાણવું પ્રાસંગિક થઈ પડશે

पट्टश्रियास्य मुनिसुन्दरसूरिशक्रे, नप्राप्तया कुवलयप्रतियोगदक्षे ।
कान्त्यैव पद्मसुहृद शरदिन्दुबिम्बे, प्रीति परा व्यरचि लोचनयोजनानाम् ॥

એ જ ગ્રંથની ટીકા અનુસાર જરા વિસ્તારથી અર્થ લખવાથી આનો ભાવ સ્પષ્ટ સમજાશે આ શ્લોકમાં કહે છે કે આ (સોમસુંદરસૂરિ)ની પટ્ટલક્ષ્મી ઉપર મુનિસુંદર નામના સૂરિશક્ર (મોટા આચાર્ય) જેઓ કુવલય (પૃથ્વીરૂપી વલય—પક્ષે રાત્રિવિકાસી કમળ)ને વ્યક્ત કરવામાં ચતુર શરદ ઋતુના ચંદ્ર જેવા હતા તેઓ સૂર્યની કાંતિથી લોકોની દૃષ્ટિને બહુ આનંદ ઉપજાવતા હતા '

આ શ્લોકમાં કહેવાનો તાત્પર્યાર્થ એ છે કે, લોકોને બોધિબીજ દેશવિરતિ સર્વવિરતિ પ્રમુખનું દાન આપવા વડે કરીને તેઓનો વિકાસ કરવામાં આ સૂરિમહારાજ ચતુર—દક્ષ હતા

योगिनीजनितमारुपद्रवो, येन शान्तिकरसंस्तवादिह ।
पत्तनान्शिव तपतुरसयो नीरधाहनिग्रहेन शक्षिरे ॥

શિવપુર નામના નગરમાં વ્યંતરીએ ઉત્પન્ન કરેલ મહામારી (મરકી)નો ભયંકર ઉપદ્રવ ચાલતો હતો ત્યારે તે મહાત્માએ सतिकर मतिजिणम् વગેરે શબ્દોવાળા શાંતિકર સ્તોત્રથી જેમ મેઘનો સમૂહ ગ્રીષ્મ (ઉનાળા) કાળના તાપને વરસાદથી ટાળી નાખે તે પ્રમાણે દૂર કર્યો—મારી હઠાવ્યો " આ શ્લોક પરથી એટલું વિશેષ માલૂમ પડે છે કે શાંતિકર સ્તોત્ર શિવપુર નગરમાં બનાવવામાં આવ્યું હતું (અગાઉ દેવકુલપાટકનું નામ આવ્યું છે તેથી શિવપુર નામ જુદું જણાય છે) અથવા એક ગામનાં બે જુદાં જુદાં નામ હોય એમ સંભવે છે

ટીકા વંચાય છે તેમ વાંચવા માટે નિર્માણ કર્યા હશે એમ જણાય છે આ ગ્રંથ પૈકી પ્રથમના બે વિભાગો લભ્ય થયેલ નથી ત્રીજો વિભાગ ગુર્વાવલીના નામથી પ્રસિદ્ધ છે અને તે મૂળ ગ્રંથ શ્રી બનારસ પાઠશાળા તરફથી છપાઈને બહાર પડેલો છે તેને અંતે તેઓશ્રી લખે છે કે—

इतिश्रीयुगप्रधानावतारश्रीमत्तपागच्छाधिराजवृद्धगच्छनायकपूज्याराध्यपरमाप्तपरमगुरुश्री देवसुन्दरसूरिगणराशिमहिमार्णवानुगामिन्या तद्विनेयश्रीमुनिसुन्दरगणिहृन्यद्धिमवद्गतीर्णश्री- गुरुप्रभावनपद्महृदप्रभवया श्रीमहापर्वाधिराजश्रीपर्युषणापर्वविज्ञप्तित्रिदशतरङ्गिण्या तृतीये श्री गुरुवर्णनस्रोतसि गुर्वावलीनाम्नि महाह्रदेऽनभिव्यक्तगणना षष्ठपष्टि तरङ्गा ॥

આ ગુર્વાવલી રચના કુલ ૪૯૬ શ્લોકો છે અને ઐતિહાસિક ગ્રંથ તરીકે તે બહુ જ ઉપયોગી ગ્રંથ છે આ ગ્રંથ તેઓએ સંવત ૧૪૬૬માં પૂર્ણ કર્યો એમ એ જ ગ્રંથના શ્લોક ૪૯૩ પરથી જણાય છે આ તે જ સાલ હતી કે જે સાલમાં તેઓને વાચક પદ મળ્યું હતું આ ગ્રંથમાં તેઓ પોતાની જાતને ગણિ તરીકે ઓળખાવે છે તેઓ એ જ ગ્રંથના ૪૨૦મા શ્લોકમાં પોતાની જાતને ઉપાધ્યાય તરીકે ઓળખાવે છે અને અંતે ગણિ લખે છે તેનું કારણ ગણિપદ ઉપાધ્યાય પદથી મોટું હોવાનું હોઈ શકે આથી કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો નથી ગણિ અને વાચક એ પર્યાયવાચક હશે એ અનુમાન પ્રથમાવૃત્તિના ઉપોદ્ઘાતમાં લખ્યું હતું તે અવાસ્તવિક છે કારણ કે સંપ્રદાય પ્રમાણે તે બન્ને સ્પષ્ટ રીતે જુદી જુદી પદવીઓ છે શ્રીસોમસુંદરસૂરિ મહારાજ આ વખતે મૂળપાટ ઉપર હતા છતાં શ્રી મુનિસુંદર મહારાજ શ્રીદેવસુંદરસૂરિ માટે અતિ માનના શબ્દોમાં લખવા ઉપરાંત પોતાની જાતને તેના વિનેય (શિષ્ય) તરીકે જણાવે છે તેથી આ ઉપોદ્ઘાતમાં ઉપર જણાવ્યું તેમ મુનિસુંદર મહારાજના દીક્ષાગુરુ દેવસુંદરસૂરિ હોય એમ અનુમાન કરવા તરફ દોરાઈ જવાય છે આ ગુર્વાવલી ગ્રંથમાં તેઓનો ભાષા પરનો કાબૂ બહુ ઉત્તમ પ્રકારનો જોવામાં આવે છે અને છંદો પણ વારંવાર બદલાતા જાય છે ઐતિહાસિક દૃષ્ટિથી આ ગ્રંથ બહુ ઉપયોગી છે અને વિક્રમની પંદરમી સદીમાં તપાગચ્છનું અને જૈન સમાજનું કેવું બંધારણ હતું તે વિષય પર સારો પ્રકાશ પાડે છે જે આપણે આગળ ઉપર જોઈશું

૨ ઉપદેશરત્નાકર—આ ગ્રંથ કઈ સાલમાં બનાવવામાં આવ્યો તે માલૂમ પડતું નથી આ ગ્રંથમાં ઉપદેશનું તત્ત્વજ્ઞાન આપવામાં આવ્યું છે તેમાં ઉપદેશ આપવાનો વિધિ ઉપદેશને ગ્રહણ કરવાને યોગ્ય તથા અયોગ્ય પુરુષોના લક્ષણ મોહિત ચિત્તવૃત્તિવાળા પુરુષના લક્ષણ કેટલાક પુરુષો ધર્મ સાધી શકતા નથી કેટલાક પાળી શકતા નથી તેનું સ્વરૂપ ધર્મોપદેશની વૃદ્ધિથી થતા લાભો ઉપદેશને અયોગ્ય પુરુષોની સર્પ જળો વગેરે સાથે દાર્ષ્ટાંતિક યોજના ઉપદેશ આપનાર યોગ્ય-અયોગ્ય ગુરુનું સ્વરૂપ ગુરુ અને વાચક બન્નેની યોગ્યતાનું સ્વરૂપ વગેરે વગેરે અનેક પ્રકારના વિષયો પર વિવેચન કરવામાં આવ્યું છે આ ગ્રંથની યોજના બહુ ઉત્તમ છે અને તેમાં પાડેલા તરંગો આત્માને શાંતિ આપે છે અધ્યાત્મ કલ્પદ્રુમ ગ્રંથની ભાષા કરતાં આ ગ્રંથની ભાષા તદ્દન જુદા પ્રકારની છે એમાં દરેક વિષય પર બહુ દૃષ્ટાંતો મૂક્યાં છે અને ઉપદેશની એકની એક હકીકત અનેક આકારમાં કહી છે શ્રોતા અને વક્તા બન્નેએ આ ગ્રંથ મનન કરીને વાંચવા જેવો છે અધ્યાત્મકલ્પદ્રુમ જ્યારે ગંભીર ભાષામાં અને ઉચ્ચ વૃત્તિમાં લખાયલો છે ત્યારે આ ગ્રંથ આલંકારિક ભાષામાં અને વ્યવહારુ વૃત્તિથી લખાયલો છે ધર્મ અને તેના અધિકારી કોણ?—એ આ પુસ્તકમાં બહુ વિસ્તારથી બતાવ્યું છે બહુ ઉપયોગી વિષયોનો અત્ર સમાવેશ થાય છે આ ગ્રંથ પર વિસ્તારથી ટીકા પણ મુનિસુંદરસૂરિ મહારાજે પોતે જ રચી છે આ ગ્રંથનો શરૂઆતનો ભાગ શ્રી જૈન વિદ્યાપ્રસારક [illegible]થી બહાર પડેલો છે

૩ અધ્યાત્મકલ્પદ્રુમ—આ ગ્રંથ [illegible] સાલમાં બનાવ્યો તે કહી શકાતું નથી

તપ કરી દુહુ વિધિ જીવ નિતપ્રતે, સુખ કહુ પિણ ઉત્તર સુખ છતે,
કુકરમરાશિ પ્રતે તો હણે, જેમ રસાયણ રૂજને લણે ૨૬૨

ધરી શીલગરથ સહસ વિશુદ્ધ, કરી યોગસિદ્ધિ નિરંતર બુદ્ધ,
નિરમમ પણ ઉપસર્ગ નિજ સહી, સુમતિ ગુપતિ ભજ નિશ્ચલ ગ્રહી ૨૬૩

સઝાય યોગે કરી છઉ યતન, આગમ ગ્રહી છઉ મધ્યમગ મગન,
વિષાદ ગારવ વિણ લ્યે ભીખ, ઇંદ્રિય વશ કરી એ તુઝ શીખ ૨૬૪

દે પ્રમાર્થે ધર્મઉપદેશ, ન ધરી નિજપરભાવ વિશેષ,
જગહિતુયે નવકલ્પાચાર, ગામ પુરે ચલી પ્રમાદ વાર ૨૬૫

કૃત અકૃત નિજ તપ જપ પ્રમુખ, શક્તિ અશક્તિ સુકૃત અપદુ:ખ,
સહુ વિચારીને નિજ હૃદે, હેય ઉપાદેય વલી કરી જૂદે ૨૬૬

પરની પીડાને [1]વરજવે, ત્રિવિધ યોગ તુઝ નિરમલ હવે,
સમતા માહે તિમ મન રાખ, વચન મલિનતા તજી શુદ્ધ ભાખ ૨૬૭

મૈત્રી કરુણા ને [2]પરમોદ, ઉપેક્ષ આણુ છઉ સામ્યવિનોદ,
યતને રૂડી ભાવન ભાય, આતમ [3]નિહચલપણે રમાય ૨૬૮

ન કરી કીહાઈ મમતાભાવ, કષાય ને રતિ અરતિ ન લાવ,
ઇહ સુખ નિસ્પૃહપણે લહીશ, પરભવ અનુત્તર સુખ પામીશ ૨૬૯

જાણી યતિવૃત્તિ મતિની એ શીખ, ચરણકરણ ધરી શુદ્ધ ચિત્ત ભીખ,
તો તું તરત ભવોદધિ તરી, વિલસે સારી શિવસુખસિરી ૨૭૦

સાખ્યો સારી ચાલમા, એ પનરમ અધિકાર,
હિવ સમતારૂપી મરમ, લિખુ શાસ્ત્ર અનુસાર ॥

## ઇતિ પંચદશો શુભવૃત્તિશિક્ષાધિકાર.

ઇમ શુદ્ધ અભ્યાસે નિજ ચિત્ત, રહિ પરમારથમા સમચિત્ત,
શિવસંપદ જિમ તુઝ કર થકા, હુવઈ તરત ભાગી શિવમકા ૨૭૧

તુહિ જ દુ:ખ, તુંહિ જ નરકમા, તુંહિ જ સુખ, તુંહિ જ શિવગમા,
તુંહિ જ કર્મ તુંહિ જ મનપણે, તજ અવજ્ઞા આતમ ઇમ ભણે ૨૭૨

આતમ નિજ આદર નિસ્સંગ, સર્વ અરથમા સમતા અંગ,
આતમ લખિએ સમતા મૂળ, શુદ્ધ સુખ તે સમતા અનુકૂળ ૨૭૩

૧ તજવે વર્જવે ૨ પ્રમો (ભાવના) બીજી ૩ નિશ્ચલપણે

શ્રીમા ધૃવિ નિજપરમાહ, સપદ આપદ આતમ આહ,
તત્વે સમના મમતા વિના, ચાહે તે સુખીઆ ઘના ૨૭૪

યતને તેહ જ તું ગુરુ સેવ, પંડિત તે ભણ્યુ શાસ્ત્ર સુસેવ,
આતમ તેહ જ તન[1]પરિભાવ, સમતા સુધા હુરે જે દાવ ૨૭૫

સકલ શાસ્ત્ર જોઈ ઉધરી, મેલ્યો એ સમતામૃત કરી,
પીઓ એ લાભી પંડિતા, એ શિવસુખ આપે છે કિતા ૨૭૬

આતમ શાતસુધારસ ભર્યો, શ્રીમુનિસુંદરસૂરિ તિણુ કર્યો,
અધ્યાતમ ભાવે ધ્યાઈને, પરહિત કલ્પતરુ ભાઈવો ૨૭૭

એ બુદ્ધિવંત ભણી ચિત્તમાહિ, લગ્ન રમાડી વિરમી તાહ,
ઈહભવ તે પામી જયસિરી, પરભવ સહજે લ્યે શિવપુરી ૨૭૮

શાતસુધારસ પૂરમે, ભાખ્યો એ અધિકાર,
સોવેહી પૂરા ઈહા, લિખીયા શાસ્ત્રવિચાર ૧

ચિદાનંદ ભગવાન તું, પરમાતમ ગુણવંત,
અક્ષયનિધિ નિજ સમગ્તો, પાસે બોધી મહંત ૨

અમૂરતી ને મૂરતી, થાયે પંચ પ્રકાર,
તેમાં ચરમકરણ વને, અંતર કરણ પસાર ૩

હોઈ ઘડી દ્વે ઉપશામી, તે વલી આદિ કષાય,
કરવે પડતા પામીયે, ગુણ સાસાદન ભાય ૪

તીન મોહની નઈ વની, ધુરલા ચ્યાર કષાય,
[2]પ્રકરતિ સાતે ક્ષય કર્યા, ક્ષાયિક ભાવે પ્રાય ૫

એ મિથ્યાત અભાવથી, તીને બોધિ અરૂપ,
જો હ્વે ચરમકરણપણે, તીને પુંજસરૂપ ૬

શુદ્ધ [3]અશુદ્ધ અવિશુદ્ધમા, પહિલ઼ પુંજે આય,
રહતા રે ક્ષય ઉપશમી, ચરમ સમય શુદ્ધ પાય ૭

વેદક બોધિપણુ લહે, નિરમલ દલ ઈહા હોય,
તિણુ રૂપી કહિયે બિહુ, આતમ નિજ ગુણ જોઈ ૮

બોધ લહી જે કોઈ ઈહા, નવા લખશ્યે એ શાસ્ત્ર,
ફોરવવા તપ જપ [4]સકતિ, ભજસ્યે તે ભવપાત્ર ૯

---
૨ પ્રકૃતિ ૩ અશુદ્ધિ ૪ શક્તિ

લિખ્યો શાસ્ત્ર ભાષાપણે, સમઝે સગલા લોગ,
ઇમ નરવિજયતણે વચન, ધરમારથ ઉપયોગ  ૧૦
દેખી દેખી વચન તે, લિખીયા મતિ અનુસાર,
પંડિત દેખી સોધજ્યો, દે દષ્ટિ ઉપકાર -૧૧
સંવત સતર સત્યોત્તરે, માસ શુકલ વૈશાખ,
રવિવારે પાચમી દિને, પૂર્ણ થયો અભિલાષ -૧૨
ખરતર ગચ્છમાહે સરસ, આચારજ ગણધાર,
શ્રી જિણચંદ સૂરીસવર, સૌમ્યગુણે સિરદાર  ૧૩
તાસ સીસ ગુરુ ચરણરજ, સમ તે રંગવિલાસ,
નિજ પર આતમહિત ભણી, કીનો આદરિ જાસ  ૧૪
[1]ભણિજ્યો ગુણજ્યો વાચજ્યો, એ અધ્યાતમ રાસ,
જિમજિમ મનમા ભાવસ્યો, તિમ તિમ[2]થસ્યે પ્રકાસ  ૧૫

**અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની ગુજરાતી ચોપાઈ**

**સમાપ્ત.**

૧ ભણજો ૨ થશે



# અધ્યાત્મકલ્પદ્રુમના મૂળ શ્લોકોનો અકારાદિ અનુક્રમ